હિંદુઓનું ભવિષ્ય : (“Hinduonuṁ Bhaviṣya” - Gujarati translation of a Hindi book “Hinduoṁ kā Bhaviṣya” authored by Dr. Harish Chandra. Translated in to Gujarati by Bhavesh Merja)

**લેખક :** ડૉ. હરિશ્ચંદ્ર

**અનુવાદક :** ભાવેશ મેરજા

**પ્રકાશક :** આર્યસમાજ, નવાડેરા, ભરૂચ - 392001.
મો. 9879528247, 9687244336

**આવૃત્તિ :** ત્રીજી, 1500 પ્રત. આસો 2080; ઑક્ટોબર 2024.
મહર્ષિ દયાનંદની દ્વિતીય જન્મ શતાબ્દી તથા આર્યસમાજ
સ્થાપનાની સાર્ધ શતાબ્દીની ઉજવણીના ભાગ રૂપે વિશેષ પ્રકાશન

**કિંમત :** 25 રૂપિયા

**મુદ્રક :** રાજ ઓફસેટ, ધોબીઘાટ, અમદાવાદ. મો. 9662544282

# હિંદુઓનું ભવિષ્ય

છેલ્લા કેટલાક દાયકાથી ભારતમાં એવી પરિસ્થિતિ પેદા થઈ ગઈ છે કે દેશના હિતેચ્છુઓ પોતાને તેમ જ રાષ્ટ્રને રાષ્ટ્રવિરોધી તાકાતોથી અસલામત અનુભવી રહ્યા છે. દેશની અંદર જ કેટલીક રાષ્ટ્રવિરોધી શક્તિઓ એવાં કરતૂતો કરી રહી છે કે દેશનું ભાવિ દિવસે દિવસે ધૂંધળું થતું જાય છે. આપણને એવી ભીતિ લાગે છે કે ક્યાંય રાષ્ટ્રને ચાહનારાઓ જ આ દેશમાં પારકા બનીને ન રહી જાય અને બહારની શક્તિઓના ઈશારે રાષ્ટ્રને ખતમ કરવા ઇચ્છતાં તત્ત્વો આ દેશને છિન્નભિન્ન કરીને તેને અંદરોઅંદર વહેંચી ન ખાય. ભારતનું ભવિષ્ય અને તેની બહુસંખ્યક હિંદુ પ્રજાનું ભવિષ્ય બંને એક જ વાત છે; કારણ કે જ્યાં સુધી આ દેશમાં હિંદુઓ બહુમતીમાં છે, ત્યાં સુધી જ અહીં શાંતિ અને ગણતંત્ર સ્થિર છે; બાકી તો અહીં જંગલનો કાનૂન જ ચાલવાનો છે. આથી અહીં કેટલીક પાયાની વાતો પર વિચાર કરવામાં આવે છે, જેમ કે : મજહબો અને માનવ ધર્મ (વૈદિક ધર્મ) વચ્ચે શો ફરક છે? હિંદુ મજહબમાં કઈ કઈ વિકૃતિઓ છે? આ વિકૃતિઓને લીધે હિંદુઓમાં કેવી કેવી દુર્બળતાઓ પ્રવેશી છે? આવી દુર્બળતાઓને લીધે કઈ કઈ શક્તિઓ તેને નામશેષ કરવાની કોશિશો કરી રહી છે? પોતાના બચાવ માટે હિંદુઓએ શું કરવું જોઈએ? કેટલાંક આવા મહત્ત્વપૂર્ણ પ્રશ્નો વિશે અહીં વિચાર કરવામાં આવ્યો છે.

## મજહબોની ઉત્પત્તિ

આજથી લગભગ દોઢ હજાર વર્ષ પહેલાં આ ધરતી ઉપર એક પણ મુસલમાન ન હતો, બે હજાર વર્ષ પહેલાં એક પણ ખ્રિસ્તી ન હતો, અઢી

હજાર વર્ષ પહેલાં એક પણ જૈન કે બૌદ્ધ ન હતો અને લગભગ ચાર-પાંચ હજાર વર્ષ પહેલાં એક પણ પારસી કે યહૂદી પણ ન હતો. પરંતુ આ બધાની ઉત્પત્તિ પહેલાં પણ પૃથ્વી ઉપર મનુષ્યો તો નિવાસ કરતા જ હતા. વૈજ્ઞાનિકોઓનાં પરીક્ષણો મુજબ મનુષ્ય તો લાખો લાખો વર્ષથી પૃથ્વી ઉપર વસી રહ્યો છે. હવે એ વિચારવું જોઈએ કે, પેલા પાંચ હજાર વર્ષ અગાઉ થઈ ગયેલા મનુષ્યો કયો ધર્મ પાળતા હતા? તેઓ કયા મજહબના અનુયાયીઓ હતા? એ વખતના સભ્ય સમાજમાં ફક્ત એક જ ધર્મ પ્રચલિત હતો, જેને જો નામ આપવું જ હોય તો 'માનવ ધર્મ' એવું નામ આપી શકાય. જે વાતો સૌને માન્ય છે, એવી સાર્વજનિક વાતોનો સમાવેશ 'માનવ ધર્મ'માં થાય છે. દાખલા તરીકે, સૌ કોઈ ઇચ્છે છે કે, બીજા લોકો મારી સાથે સાચું જ બોલે અને ખોટું ન બોલે. ખોટામાં ખોટો માણસ પણ એવું જ ઇચ્છતો હોય છે કે, મારી સાથે બધા લોકો સત્યનો વ્યવહાર કરે. આથી સિદ્ધ થાય છે કે, સત્ય બોલવું એ માનવ ધર્મ છે અને જૂઠું બોલવું એ માનવ ધર્મની વિરુદ્ધ છે. વળી એવું પણ નથી થયું કે સૃષ્ટિની શરૂઆતમાં મનુષ્ય જૂઠું બોલતો હતો અને પછી સમય જતાં તેને પોતાના અનુભવોથી એ વાતનું ભાન થયું કે સત્ય બોલવું એ જ સૌના હિતમાં છે. 'સત્ય બોલવું એ જ ધર્મ છે', આ પ્રેરણા તો મનુષ્યને સૃષ્ટિની શરૂઆતમાં જ સંસારના આદિ ગ્રંથ ચાર વેદો (ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ આ ચાર મંત્ર સંહિતાઓ)માંથી મળી છે. વેદોમાં માનવ ધર્મની સંપૂર્ણ વ્યાખ્યા જોવા મળે છે. આથી એવું કહી શકાય કે માનવ ધર્મ અને વૈદિક ધર્મ એકબીજાના પર્યાય છે.

વિદેશી ભાષાઓમાં 'ધર્મ' શબ્દનો ઠીક ઠીક પર્યાય શબ્દ નજરે નથી પડતો, જ્યારે ભારતીય ભાષાઓમાં 'મજહબ' અને 'રિલિજન' શબ્દના પર્યાય જોવા નથી મળતા. કેટલાક લોકો એવું માને છે કે, 'મત' અને 'સંપ્રદાય' જેવા શબ્દો 'મજહબ' અથવા 'રિલિજન'ના અર્થનો પ્રકાશ કરે છે, પરંતુ હકીકતમાં આવું માનવું ઠીક નથી; કારણ કે 'મત' અને 'સંપ્રદાય' જેવા દેશી ભાષાના શબ્દો તો 'ઓપિનિયન" અથવા 'સ્કૂલ ઑફ થોટ'નો જ

બોધ કરાવે છે. જો કોઈ ભાષામાં અમુક વસ્તુનો પર્યાયવાચી શબ્દ ન હોય તો સમજવું જોઈએ કે એ ભાષા સાથે સંકળાયેલો સમાજ એ વસ્તુથી તદ્દન અપરિચિત છે. ભારતીય ભાષાઓમાં 'મજહબ' કે 'રિલિજન'ના પર્યાયનું ન હોવું એ જ સિદ્ધ કરે છે કે, ભારતીય સમાજમાં 'ધર્મ' તો હતો, પરંતુ 'મજહબ' ન હતો. આપણા પ્રાચીન ગ્રંથોમાં 'ધર્મ' શબ્દની એટલી બધી વ્યાપક અને ઉદાર પરિભાષા આપવામાં આવી છે કે જો તેને 'માનવ ધર્મ' કહેવામાં આવે તો તેમાં કંઈ જ ખોટું નથી. ધર્મની વ્યાખ્યા તથા પરિભાષાનો આધાર વેદો જ હતા (धर्मजिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः - मनुस्मृति 2.13). આ સામાન્ય તર્ક પણ એ જ બતાવે છે કે વૈદિક ધર્મ અને માનવ ધર્મ બંને એક છે. એકમાત્ર વૈદિક ધર્મને બાદ કરતા બાકીના તમામ કહેવાતા ધર્મ હકીકતમાં ધર્મ નહિ, પરંતુ મજહબ છે. આ મજહબ છેલ્લાં પાંચ હજાર વર્ષ દરમિયાન વૈદિક ધર્મમાંથી જ વિકૃત થઈને પેદા થયેલા છે. 'હિંદુ' શબ્દનો જન્મ પણ આ જ અવધિમાં, બલકે છેલ્લાં દોઢ-બે હજાર વર્ષ દરમિયાન જ થયો છે. આજે જેને હિંદુ મજહબ કહેવામાં આવે છે, એ પણ પેલા વૈદિક ધર્મનું છેલ્લાં ચાર-પાંચ હજાર વર્ષ દરમિયાન પેદા થયેલું વિકૃત રૂપ છે.

## 'હિંદુ'ની પરિભાષા

હિંદુ મજહબ અથવા હિંદુ વ્યકિતની પરિભાષા આપવામાં ભલભલા વિદ્વાનોને મુશ્કેલીઓ પડે છે. 'હિંદુ એટલે શું' - એ નક્કી કરવું અનેક વિદ્વાનોને પણ કઠિન થઈ પડે છે. મારી દષ્ટિએ આ નિબંધના સંદર્ભમાં એવી વ્યક્તિ કે જે નીચેનાં લક્ષણોમાંથી કોઈ એક કે એકથી વધારે લક્ષણો ધરાવતી હોય, એ 'હિંદુ' છે :

- જે વેદોને બદલે ગીતા, ભાગવત, રામાયણ, રામચરિતમાનસ (કે જેને લોકો 'રામાયણ' પણ કહી દે છે), હનુમાનચાલીસા અથવા તેના જેવા બીજા કોઈ નવીન ગ્રંથને પોતાનું ધર્મ-પુસ્તક માને છે.

- જે મૂર્તિ, પથ્થર, છબી, વૃક્ષ, નદી, તળાવ કે તેના જેવી બીજી કોઈ જડ વસ્તુને પૂજે છે; અને તેને ફૂલ તથા નૈવેદ જેવી ભોગસામગ્રી ચઢાવી, તેના બદલામાં કશુંક પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરાવે છે.
- જે નિર્જળા એકાદશી, કરવાચોથ વગેરે જેવા વાર-તહેવારે ઉપવાસ કરે છે અને તેના દ્વારા શરીરને થતાં લાભ સિવાયના કોઈ અન્ય પ્રકારના લાભની આકાંક્ષા કરે છે.
- જે નદી વગેરેમાં સ્નાન કરવાથી પાપ ધોવાય જાય છે અને પુણ્ય મળે છે, એવું માને છે.
- જે જન્મ આધારિત જાતિપ્રથામાં માને છે અને ઊંચનીચની ભાવના ધરાવે છે.

ઉપરનાં તથા એ પ્રકારનાં અન્ય લક્ષણો ધરાવતી વ્યકિત પોતાને જે પંથનો અનુયાયી બતાવે છે, એ પંથને હિંદુ મજહબ સમજવો જોઈએ. 'હિંદુ'ની પરિભાષા આપવી ખૂબ જ મુશ્કેલ હોવાથી જ કાંગડી ગુરુકુળના સ્થાપક સ્વામી શ્રદ્ધાનંદજીએ હિંદુ મજહબને 'ચૂં-ચૂં કા મુરબ્બા' (એટલે કે વિચિત્ર, વિધવિધ અને અસંગત આસ્થાઓનો સમુચ્ચય) કહ્યો હતો. મારી દૃષ્ટિએ આ કદાચ હિંદુ મજહબની ખૂબ જ વાજબી પરિભાષા છે, કારણ કે અહીં તો જે વ્યક્તિ માંસ ખાય છે એ પણ હિંદુ છે અને જે માંસથી બિલકુલ દૂર રહે છે એ પણ હિંદુ છે. ઈશ્વરના બદલે તમે ગમે તે પદાર્થ, મૂર્તિ, મૃત વ્યક્તિ કે ગુરુને ઈશ્વર માનીને પૂજી શકો છો અને તેમ છતાં તમે પોતાને 'હિંદુ' કહી શકો છો. આવી તો અનેક વિસંગત અને પરસ્પર વિરોધી બાબતો હિંદુઓમાં જોવા મળે છે.

## વૈદિક ધર્મનું સૌથી વધુ વિકૃત રૂપ - હિંદુ મજહબ

ઉપર જણાવ્યા મુજબ આમ તો બધા જ મજહબ વૈદિક ધર્મમાંથી જ વિકૃત થઈને પેદા થયા છે, પરંતુ હિંદુ મજહબની વિશેષતા એ છે કે તે

વૈદિક ધર્મનું સૌથી વધારે વિકૃત રૂપ છે. કેટલાંક ઉદાહરણોથી આ વાત સ્પષ્ટ થઈ જશે :

**1. એકેશ્વરવાદ :** વૈદિક ધર્મનો સિદ્ધાંત છે કે એક જ ઈશ્વર છે, જે આ સૃષ્ટિનું સર્જન કરી તેનું પ્રતિક્ષણ પાલન પણ કરી રહ્યો છે. ઈશ્વરના અનેક ગુણો હોવાથી તેનાં નામ પણ અનેક છે, પરંતુ તેનું મુખ્ય અને નિજ નામ તો કેવળ 'ઓમ્' જ છે. આપણો અર્થાત્ જીવોનો તેની સાથે સીધો સંબંધ છે. આથી આપણી અને ઈશ્વરની વચ્ચે ત્રીજા કોઈ મધ્યસ્થ કે વચેટિયાની જરૂર નથી. ખ્રિસ્તી મજહબમાં આ વૈદિક એકેશ્વરવાદની આંશિક વિકૃતિ થયેલી જોવા મળે છે. તેઓનું માનવું છે કે, એક ઈશ્વર ઉપરાંત તેનો એક 'એકમાત્ર' બેટો ઈસુ પણ છે, જ્યારે વેદની દૃષ્ટિએ તો આપણે સૌ પ્રભુનાં સંતાન છીએ. ઇસ્લામ મજહબમાં ખુદા તો ફક્ત એક જ છે, પરંતુ જો તમે એ ખુદાની સાથે તેના એક રસૂલ કે પયગંબરને ન સ્વીકારો તો ત્યાં સુધી તમે તેમાં ભળી ન શકો. હવે હિંદુ મજહબની અંધાધૂંધ વિકૃતિઓ તરફ પણ દૃષ્ટિ કરીએ. અહીં કહેવામાં તો એવું આવે છે કે એક જ ઈશ્વર છે, પરંતુ તેના અનેક અવતારો માનવામાં હિંદુઓને બિલકુલ સંકોચ નથી થતો. વેદોમાં તો ઈશ્વર વિશે ખૂબ જ સ્પષ્ટ લખવામાં આવ્યું છે કે, તે સર્વત્ર પરિપૂર્ણ, સર્વવ્યાપક, નિરાકાર, ચેતન સત્તા છે અને તે કદી પણ શરીર ધારણ કરતો નથી (स पर्यगाच्छुक्रमकायम्... - યજુર્વેદ 40.8). છતાંય હિંદુઓ વેદવિરુદ્ધ એવા અવતારવાદમાં વિશ્વાસ ધરાવે છે. આ ઉપરાંત હિંદુઓ અનેક દેવી-દેવતાઓને પણ ઈશ્વરની સમાન આરાધ્ય માને છે. તેઓ એ વાતનો પણ વિચાર નથી કરતા કે આવા કલ્પિત દેવી-દેવતાઓની સંખ્યાએ હવે તો માઝા મૂકી છે. કેટલાક લોકો તો કરોડો દેવતાઓની વાતો કરતા હોય છે. એટલું જ નહિ, હિંદુઓ તો અનેક જીવિત દેહધારી મનુષ્યોને પણ ઈશ્વર માનીને ચાલે છે. ઈશ્વરનું પદ મનુષ્યને ધરવામાં હિંદુઓ ગજબના ઉદાર છે !

**2. ઈશ્વરની સ્તુતિ-પ્રાર્થના-ઉપાસના :** વૈદિક ધર્મના મંતવ્ય મુજબ આપણે સૌએ શુદ્ધ હૃદયથી એકમાત્ર પરમાત્માની જ સ્તુતિ-પ્રાર્થના-ઉપાસના કરવી જોઈએ અને તદનુસાર આચરણ કરવું જોઈએ. આ માટે સાધકે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ - આ આઠ અંગો ધરાવતી યોગપદ્ધતિથી ઈશ્વરનો સાક્ષાત્કાર કરવો જોઈએ. ખ્રિસ્તી લોકો ઈશ્વર, ઈસુ અને ક્રોસની તેમની રીતે પૂજા કરે છે. વૈદિક ધર્મમાં ઈશ્વરના શુદ્ધ ચેતન સ્વરૂપને પ્રાર્થના કરવામાં આવે છે : भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् (યજુર્વેદ 36.3) અર્થાત્ હે પ્રભુ ! અમારી બુદ્ધિઓને ઉત્તમ ગુણ-કર્મ-સ્વભાવમાં પ્રેરિત કરો ! ખ્રિસ્તી લોકો પોતાની પ્રાર્થનામાં આવતી કાલની રોટી માગે છે. ઇસ્લામની વિકૃતિઓ એક મુસલમાનને ખુદાની સાથે સાથે કાબાના પથ્થરની તથા બીજી કબરો અને મજારોની ધૂપ, અગરબત્તી, ફૂલ અને ચાદર વગેરેથી કરવામાં આવતી પૂજામાં પ્રવૃત્ત કરે છે. પરંતુ હિંદુઓ તો આ બધા કરતાં ખૂબ જ આગળ નીકળી ગયા છે. એ લોકો અનેક દેવી-દેવતાઓને જ નહિ, પરંતુ નદી, સરોવર, સૂરજ, ચાંદો, પથ્થર, શીલા, વૃક્ષ વગેરે જે હોય તેને પૂજવા તૈયાર રહે છે. તેઓની મૂર્તિઓ પણ અનેક પ્રકારનાં રૂપ-રંગ અને આકાર-પ્રકાર ધરાવે છે અને તેમાં યોનિસંબંધી વિવિધતાઓ પણ ખાસ્સી જોવા મળે છે. જેમ કે, અમુક મૂર્તિઓનો ઉપરનો ભાગ હાથી જેવો છે, તો નીચેનો ભાગ મનુષ્ય જેવો છે. અમુકમાં ઉપરનો ભાગ મનુષ્ય જેવો છે, તો નીચેનો ભાગ સિંહ જેવો છે. કેટલીક મૂર્તિઓ એવી પણ જોવા મળે છે કે જેમાં માછલી અને મનુષ્યનાં શરીર સાથે સાથે ગોઠવવામાં આવ્યાં છે અને કેટલીક મૂર્તિઓ તો બંને બાજુ પક્ષીઓ જેવી પાંખો પણ ધરાવતી હોય છે. એવી મૂર્તિ તો ભાગ્યે જ જોવા મળશે કે જેમાં આવી ખૂબીઓ ન હોય. ચાર હાથ ધરાવતી, દસ માથાં ધરાવતી, વાંદરા જેવી પૂંછ ધરાવતી ચિત્ર-વિચિત્ર મૂર્તિઓને હિંદુઓ પૂજે છે. આવું બને પણ કેમ નહિ? અહીં તો 'પથ્થર એટલા પૂજે દેવ' અને 'હર કંકર શંકર' છે ! હિંદુ ગમે તેને પૂજવા માટે તૈયાર છે. તેનો

પૂજા કરવાનો ઢંગ પણ ખૂબ જ વિચિત્ર છે. તે મૂર્તિઓને સૂવડાવે છે, પિવડાવે છે, સ્નાન કરાવે છે, વસ્ત્રો પહેરાવે છે અને ક્યારેક ક્યારેક તો મનોરંજન માટે તેને સંગીત પણ સંભળાવવામાં આવે છે અને તેની સમક્ષ નૃત્ય પણ કરવામાં આવે છે.

હિંદુ મજહબ એ વૈદિક ધર્મનું સૌથી વધુ વિકૃત રૂપ છે, એ સિદ્ધ કરવા માટે અનેક પ્રમાણો આપી શકાય છે, પરંતુ વિસ્તારભયથી અત્રે એટલું જ કહેવું પૂરતું છે કે, મૂળ વૈદિક ધર્મની કોઈ પણ શુદ્ધ અને પવિત્ર માન્યતાને અશુદ્ધ અને અપવિત્ર કરવામાં હિંદુ ખૂબ જ હોશિયાર થઈ ગયો છે. આપણે ફક્ત સ્વાધ્યાયની બાબત પર જ વિચાર કરીએ : વેદોમાં આદેશ આપવામાં આવ્યો છે કે આપણે સૌએ વેદો ભણવા જોઈએ અને ઋષિઓ તથા વિદ્વાનોએ રચેલા ગ્રંથોનો સ્વાધ્યાય કરવો જોઈએ. પરંતુ હિંદુઓ વેદો અને ઋષિકૃત ગ્રંથોને ત્યજીને તુલસીદાસના રામચરિતમાનસનો 'અખંડ પાઠ' (અને એ પણ એક ખાસ ઢંગથી) કરી રહ્યા છે. જો કોઈ વ્યક્તિ એકાંત સ્થાનમાં બેસી, મન લગાવી, કોઈ ધર્મ-ગ્રંથનો આદિથી અંત સુધી એક પણ પ્રકરણ છોડયા વિના અંખડ રૂપે પાઠ કરે, વાંચન કરે, તો બેશક તેમાં કંઈ જ ખોટું નથી, ભલે પછી તે પોતાની અનુકૂળતા મુજબ રોજ થોડો થોડો સમય કાઢીને સ્વાધ્યાય કરતો રહે. પરંતુ હિંદુઓ જેને 'અખંડ પાઠ' કહે છે, તેનું સ્વરૂપ તદ્દન અલગ જ છે. હિંદુઓની દૃષ્ટિએ 'અખંડ પાઠ' એટલે એકવાર પાઠ શરૂ કર્યો એટલે તેને પૂરો કરીને જ છોડવાનો, રાત-દિવસ અવિરત પાઠ ચાલુ રાખવો. આ દરમિયાન જો પાઠ કરનારને પેશાબપાણી પણ જવું પડે તો એ વખતે તેના સ્થાને બીજી વ્યક્તિ પાઠ કરવા બેસી જાય છે કે જેથી પાઠ ખંડિત ન થાય. આ માટે અનેક ભાવિકોને સાથે રાખીને આવા 'અખંડ પાઠ'નું અનુષ્ઠાન કરવામાં આવતું હોય છે. લાઉડસ્પીકરમાં મોટે મોટેથી રામચરિતમાનસનો પાઠ ગૂંજતો રહે છે, ભલે પછી આજુબાજુના સેંકડો અને હજારો લોકો પરેશાન કેમ નથી થતા. આવા 'અખંડ પાઠ' વખતે

વિદ્યાર્થીઓ એકાગ્રતાથી વાંચી શકતા નથી, માંદા માણસો અકળામણ અનુભવે છે અને સામાન્ય પ્રજાની રાતની નૈસર્ગિક ઊંઘમાં ખલેલ પહોંચે છે. આવો 'અખંડ પાઠ' કરનારી વ્યક્તિને જો અનુષ્ઠાન પૂરું થયા પછી મળવાનું થાય તો જોવા મળશે કે તેની આંખો થાકને લીધે લાલ થઈ ગઈ હશે અને તેનો અવાજ પણ બેસી ગયો હશે. જો તેને પૂછવામાં આવે કે, 'ભાઈ, તમે રામચરિતમાનસમાં શું વાંચ્યું?' તો એ બાપડાને કંઈ જ ખબર નહિ હોય. તેને તો બસ એ જ વાતનો સંતોષ હોય છે કે, ભગવાનને રીઝવવા માટે તેણે કોઈ મોટી તપસ્યા કરી છે અને તેથી હવે ભગવાન જરૂર તેને કોઈ લાભ કરાવશે. આમ, ભક્તિના ક્ષેત્રમાં હિંદુઓમાં ભારે ગોટાળો છે. સૌથી મોટું દુઃખ તો એ વાતનું છે કે ભક્તો ઈશ્વરને પોતાના કરતાં પણ મોટો મૂરખ સમજી બેઠા છે. ખેર, સ્વાધ્યાય જેવા પવિત્ર અને સુંદર કાર્યને કેવું વિકૃત કરી દીધું છે, એ તો આપણે જોયું. હિંદુ મજહબમાં પ્રવેશ પામેલી આવી વિકૃતિઓનું પરિણામ એ આવ્યું કે આજે હિંદુઓની જમાત એક ખોખલી જમાત બનીને રહી ગઈ છે. અનેક જાતની અવૈદિક માન્યતાઓ તેના કલેવરને ઊધઈની જેમ ખાઈ રહી છે.

## હિંદુઓની વિકૃતિઓનાં દુષ્પરિણામ

**1. આત્મગૌરવ ન રહ્યું :** જ્યાં-ત્યાં માથું નમાવતો હિંદુ આત્મગૌરવ ખોઈ બેઠો છે. પથ્થર અને ધાતુઓમાંથી બનાવેલી જડ મૂર્તિઓને - કે જે તેને કરવામાં આવતા 'નમસ્તે'નો જવાબ પણ નથી આપી શકતી, તેને - નમન કરતાં એક હિંદુ ક્યારેય થાકતો નથી. તેને મનુષ્યોએ બનાવેલી આવી મૂર્તિઓ માટે ખૂબ જ માન છે, પરંતુ ઈશ્વરે રચેલી જીવતીજાગતી મનુષ્યરૂપી મૂર્તિઓ માટે તેના દિલમાં કોઈ જ સ્થાન નથી, કેવળ દ્વેષ જ ભરેલો છે. હિંદુ પ્રજા આત્મ-સન્માન ખોઈ ચૂકી છે, એ વાત અનેક રીતે પુરવાર થઈ શકે છે, પરંતુ અત્રે કેવળ તેની ભાષા અને વેશભૂષા આ બે બાબત અંગે જ આપણે વિચાર કરીએ :

**ભાષા :** શિક્ષણનું માધ્યમ તો હંમેશાં પોતાની માતૃભાષા જ હોવી જોઈએ, જેથી બાળકો ખૂબ જ દક્ષતાપૂર્વક જ્ઞાન પ્રાપ્ત કરી શકે. બાળકોના શિક્ષણ વિશે આ એક સર્વમાન્ય વાત છે. પરંતુ હિંદુઓ આ વાતને સમજવા માટે તૈયાર જ નથી. સમગ્ર વિશ્વમાં ભાગ્યે જ કોઈ આવી બીજી કોમ હશે, જે પોતાનાં બાળકોને વિદેશી ભાષામાં શિક્ષણ આપતી હોય. હિંદુઓના (અને તેમાંય ખાસ કરીને હિંદીભાષી હિંદુઓના) અંગ્રેજી પ્રત્યેના મોહ વિશે વિસ્તારથી લખવાની જરૂર જણાતી નથી, કારણ કે એ તો સર્વવિદિત છે.

**પહેરવેશ :** આજના હિંદુઓ પોતાના દેશનું હવામાન, શરીર ઉપર પડતા વસ્ત્રોના દુષ્પ્રભાવ, અનુકૂળતા તેમ જ પરંપરા વગેરે પૈકી કોઈ પણ વાતનો વિચાર કર્યા વગર ભારતીય વેશભૂષા છોડીને વિદેશી વેશભૂષા ધારણ કરી રહ્યા છે. આજના હિંદુ પુરુષો (ખાસ કરીને શિક્ષિત લોકો) પેન્ટ, શર્ટ, ટાઈ અને લુંગી જેવાં વસ્ત્રો પસંદ કરે છે. સ્ત્રીઓ પણ આ બાબતમાં જરાય પાછળ નથી. આજકાલ હિંદુ સ્ત્રી-પુરુષોમાં સ્વદેશી વેશભૂષા ભાગ્યે જ જોવા મળે છે.

આ તો માત્ર દૃષ્ટાંત છે. બીજા બધાં ક્ષેત્રમાં પણ આવું જ છે. વિદેશી ચીજવસ્તુઓ પર હિંદુ પ્રજા આફરીન છે, જે તેની માનસિક દાસતા (મેન્ટૅલિટી ઑફ સ્લેવરિ) બતાવે છે.

**2. સ્વાર્થ-પ્રવૃત્તિ :** આજનો હિંદુ જ્યાં પોતાનો ચાર પૈસાનો લાભ દેખાતો હશે ત્યાં માથું નમાવવા તૈયાર છે, ભલે પછી એ કોઈ મૂર્તિ હોય કે કોઈ ભગવાધારી સાધુબાવો હોય. વળી, જો એ મૂર્તિ કે સાધુબાવાથી પોતાનું ધાર્યું કામ ન ફળે તો તેને ખ્રિસ્તી ફકીર કે મુસલમાન ઓલિયાનાં ચરણોમાં માથું ઝુકાવતા પણ કશો સંકોચ નહિ થાય, ઘરે ભલે પોતાનાં જીવતાં મા-બાપ કે સાસુ-સસરાને હડધૂત કરતો હોય. તમને એ જાણીને નવાઈ લાગશે કે અજમેરની દરગાહનાં દર્શન કરવાં જેટલા મુસલમાનો જાય છે, તેના કરતાં ત્યાં જનારા હિંદુઓની સંખ્યા બમણી છે ! લખનૌના ઈમામવાડામાં

ચીજવસ્તુઓની ભેટ ચઢાવવા જતાં લોકોમાં પોણા ભાગના લોકો હિંદુ છે ! ટૂંકમાં, પોતાના ક્ષુદ્ર સ્વાર્થ ખાતર (ભલે પછી એ બેઈમાનીથી ધન કમાવવાનો હોય, માંદા બાળકને સાજો કરવાનો હોય, કોર્ટમાં ચાલતો કેસ જીતી જવાનો હોય, પરીક્ષા કે ઇન્ટરવ્યૂમાં સફળ થવાનો કે લોટરીની ટિકીટ લાગી જવાનો હોય) તે ગમે ત્યાં અને ગમે તેનાં ચરણોમાં આળોટવા તૈયાર છે.

**3. અકર્મણ્યતા :** એક હિંદુનો પોતાના ઉદેશ્યની પ્રાપ્તિ માટે જેટલો અંધવિશ્વાસ દેવી-દેવતા, ભૂવા, સાધુબાવા તથા ફકીર, ઓલિયા વગેરે ઉપર છે, એટલો વિશ્વાસ તેને પોતાના પુરુષાર્થ પર નથી. અકર્મણ્યતા તેમ જ સ્વાર્થ-પ્રવૃત્તિમાં અંધ બનેલા હિંદુસમાજમાં ઘણીવાર એવા એવા કિસ્સાઓ બને છે કે આપણી કમકમાટી છૂટી જાય. એક સ્ત્રી સંતાનપ્રાપ્તિ માટે બીજા કોઈના બાળકને ઉઠાવીને કોઈ દેવી-દેવતાની મૂર્તિ ઉપર તેની બલી ચઢાવી દે છે. હિંદુઓમાં આવું સંભવ છે.

**4. ભ્રષ્ટાચાર :** દિવસ આખો બેઈમાનીનું કામ કરી એક હિંદુ સાંજે કે રાત્રે પૂજા કરી લે છે અને માફી માગી લે છે કે જેથી તેને બીજા દિવસે ફરીથી બેઈમાની કરવાનું બહાનું કે લાઇસન્સ મળી જાય છે. બેઈમાની અને પૂજાના આ વિષચક્રથી હિંદુ ટેવાઈ ગયો છે. જે માણસ ઈશ્વર જેવી સર્વોચ્ચ સત્તાને પણ લાંચ-રુશવત આપવાની કોશિશ કરી શકે છે, એ ભલા કોઈ ક્લાર્ક, અમલદાર, મંત્રી કે પત્રકાર વગેરેને લાંચ આપતા કદી ખચકાતો હશે? વળી, પોતાને પણ જ્યારે લાગ મળે ત્યારે લાંચ લેતા અટકતો શકે? જેટલો ભ્રષ્ટાચાર આપણા દેશમાં ફેલાયો છે, એટલો તો ભાગ્યે જ વિશ્વના કોઈ બીજા દેશમાં હશે. અહીં તો ભ્રષ્ટાચારે માઝા મૂકી છે.

**5. બહુરૂપતા :** હિંદુઓમાં જેટલા પ્રકારનાં દેવી-દેવતાઓ છે, એટલાં જ પ્રકારનાં મંદિરો છે; અને એટલું જ વધારે વિઘટન આ પ્રજામાં જોવા મળે છે. પરિણામે હિંદુઓમાં પહેરવેશ, રહેણીકરણી, ખાનપાન, અભિવાદન વગેરે બાબતોમાં ભિન્નતા જ ભિન્નતા હોવા મળે છે.

વૈદિક ધર્મનું સૌથી વધુ મલીન રૂપ હોવાને કારણે હિંદુ મજહબમાં જે પ્રકારની વિકૃતિઓ અને દુર્બળતાઓ પેદા થઈ છે, તેને લીધે કેટલીક વિદેશી શક્તિઓ ગીધની દૃષ્ટિએ તેને જોઈ રહી છે.

## હિંદુઓને ગળી જતી ચાર શક્તિઓ

ઉપર જણાવેલી બદીઓને કારણે હિંદુ જાતિ આજે દુનિયાની એક ખોખલી જાતિ ગણાવા માંડી છે. એ કદાચ દુનિયાની સૌથી કમજોર કોમ છે કે જેને આસાનીથી હડપ કરી શકાય છે. તેના અસ્તિત્વને ખતમ કરવા માટે આજકાલ ચાર પ્રકારની શક્તિઓ તેના ઉપર આક્રમણ કરી રહી છે. એ પૈકી ખ્રિસ્તીઓ, મુસલમાનો અને સામ્યવાદીઓ - આ ત્રણેય શક્તિઓ મૂલતઃ બહારની શક્તિઓ છે, પરંતુ તેના પ્રતિનિધિઓ તો ભારતના જ છે અને હિંદુમાંથી જ વિખૂટા પડીને ઊભા થયેલા છે. તેઓ અહીંનું જ ખાય છે અને અહીંનું જ ખોદે છે.

જોકે ઇસ્લામી આક્રમણકારી શક્તિમાં ભારતના તમામ મુસલમાનોનો સમાવેશ ન કરવો જોઈએ. પરંતુ જે મુસલમાનોને ભારતીય હોવાનો ગર્વ નથી, પરંતુ મુસલમાન હોવાનો અહંકાર છે; જેઓને ભારતના લાખો વર્ષના ઇતિહાસમાં એક પણ સારી વસ્તુ નજરે નથી પડતી, પણ જેઓ દિવસ-રાત મોગલકાળના વખાણ કરતા થાકતા નથી, તેવા મુસલમાનોની ગણતરી ઇસ્લામી આક્રમણકારી શક્તિ તરીકે કરવી યોગ્ય છે. આવા તત્ત્વો હંમેશાં એવું જ માને છે કે, અમે તો ભારતના નવાબ કે જહાંપનાહ બનવા માટે જ પેદા થયા છીએ. તેઓને ભારતમાં કમ-સે-કમ જમાઈ અથવા મહેમાનનો દરજ્જો જ ખપે છે. તેઓને પોતે અલ્પસંખ્યક છે એ ગમતું નથી, પરંતુ અલ્પસંખ્યક હોવાના બહાને જે કંઈ વિશેષ અધિકારો આ દેશમાં ભોગવવા મળે છે, તે તેઓને અવશ્ય ભોગવવા છે. ટૂંકમાં, જે લોકો સમગ્ર ભારતને અથવા ભારતના કોઈ ભાગને ઇસ્લામી રાષ્ટ્ર રૂપે જોવાની ઝંખના રાખે છે

અને એ માટે પ્રયાસ કરે છે, તેઓને ઇસ્લામી આક્રમણકારી શક્તિઓનાં અંગ માનવા જોઈએ. પોતાની જાતને હિંદુ કહેવાવાળા લોકો (ખાસ કરીને આજકાલના અનેક રાજનીતિક નેતાઓ) કે જે આ આક્રમણકારી શક્તિને ટેકો આપી રહ્યા છે, તેઓને પણ આ ઇસ્લામી આક્રમણકારી શક્તિનો જ હિસ્સો માનવા જોઈએ.

આવું જ ખ્રિસ્તી તેમ જ સામ્યવાદી આક્રમણકારી શક્તિઓ વિશે પણ કહી શકાય. આપણે એવું તો ન કહી શકીએ કે દેશમાં વસતી દરેક ખ્રિસ્તી કે દરેક સામ્યવાદી વ્યક્તિ આ શક્તિઓનું અંગ છે, પરંતુ જે ખ્રિસ્તીઓ કે સામ્યવાદીઓ ભારતના ટુકડાઓ કરી તેને ખ્રિસ્તી રાષ્ટ્ર કે કાર્લ માર્ક્સના સિદ્ધાંતો પર આધારિત 'પ્રોગ્રેસિવ સમાજવાદી રાષ્ટ્ર' બનાવવા ઇચ્છે છે, તેઓને ક્રમશઃ ઈસાઈ આક્રમણકારી શક્તિ અને સામ્યવાદી આક્રમણકારી શક્તિનાં અંગ માનવા જોઈએ.

આ ઉપરાતં એક ચોથી શક્તિ પણ છે, જે હિંદુઓને સત્ત્વહીન કરી રહી છે. એ છે તો આ દેશની જ ઉપજ, પરંતુ એ પરોક્ષ રૂપે પાશ્ચાત્ય જગતથી પ્રેરિત છે. શરૂમાં તો મોટે ભાગે કુલીન વર્ગના જ કેટલાક હિંદુઓ આ શક્તિથી પ્રભાવિત થતા હતા, પરંતુ આજે તો મધ્યમ વર્ગના હિંદુઓ પણ સારી એવી સંખ્યામાં આ વર્ગમાં સંમિલિત થઈ રહ્યા છે. આવા મતિભ્રમનો શિકાર બનેલા હિંદુઓને તમે 'મેકોલેવાદી' અથવા 'કાળા અંગ્રેજ' કહી શકો છો. મૂળ તો આ હિંદુ તત્ત્વો છે, પરંતુ છતાં તેઓ તરફદારી તો પેલી આગળ જણાવેલી ત્રણેય આક્રમણકારી શક્તિઓની જ કરતાં હોય છે. આથી જ તેઓને ચોથી આક્રમણકારી શક્તિ માનવામાં આવે છે. આવા મેકોલેવાદી હિંદુઓ પોતાની જાતને 'હિંદુ' કહેતા પણ શરમ અનુભવતા હોય છે.

જ્યારે પણ હિંદુ-મુસલમાનનાં હુલ્લડ થાય છે, ત્યારે આ મેકોલેવાદીઓ હિંદુ સાંપ્રદાયિકતાને જ વગોવે છે. હિંદુઓને તેમની પરંપરાગત સહિષ્ણુતા

યાદ કરાવે છે. પરંતુ આ લોકોને એ વાત કદી ધ્યાનમાં નથી આવતી કે, જ્યાં જ્યાં મુસલમાનોની વસતિ 20-30 ટકા કરતાં વધારે છે, તેવા વિસ્તારોમાં જ આવાં હુલ્લડો કેમ થાય છે. જો આવાં કોમી રમખાણો માટે હિંદુઓ જ જવાબદાર હોય, તો પ્રશ્ન થવો જોઈએ કે જ્યાં મુસલમાનો ફક્ત 5-10 ટકા જ છે અને હિંદુઓ 90-95 ટકા છે, ત્યાં કેમ આવી તંગદિલી સર્જાતી નથી. મેકોલેવાદીઓ ક્યારેય મુસલમાનોને કંઈ જ નહિ કહે. તેઓનું હંમેશાં એવું જ માનવું છે કે, મુસલમાનો જે કંઈ કરે છે એ તો કેવળ આત્મરક્ષા માટે કરે છે. જ્યારે હકીકત એવી છે કે મુસ્લીમ બહુમતી ધરાવતા વિસ્તારમાં રહેતો હિંદુ પોતાને અસલામત સમજે છે, જ્યારે હિંદુ મહોલ્લામાં રહેતા મુસલમાનને કોઈ પણ જાતનો ડર કે ચિંતા રહેતી નથી. આવું શા માટે છે? - આ બાબતનો વિચાર પેલા મેકોલેવાદીઓના મનમાં ક્યારેય નથી ઉદ્ભવતો, એ ખૂબ જ નવાઈની વાત છે.

મેકોલેવાદીઓનાં દિલમાં ખ્રિસ્તીઓ માટે અસીમ પ્રેમ છે. મધર ટેરેસાને તો તેઓ એક આરાધ્ય દેવી માને છે. તેમની પ્રશંસા કરતાં તેઓ ધરાતા જ નથી. ભારત સરકારે મધર ટેરેસાને ભારતરત્નનો ખિતાબ તો દીધો છે, પરંતુ છતાંય મેકોલેવાદીઓની ફરિયાદ છે કે સરકારે તેમનું મૂલ્યાંકન કરવામાં બહુ જ ઢીલ કરી છે. વિદેશી સંસ્થાએ તેમને નોબેલ શાંતિ પુરસ્કાર દીધો, પછી ભારતની સરકાર મોડેથી જાગી છે. આથી મેકોલેવાદીઓ નારાજ છે કે, મધર ટેરેસાની મહાનતા પિછાનવામાં ભારત સરકાર એક વિદેશી સંસ્થા કરતાં પાછળ કેમ રહી ગઈ? (દ્રષ્ટવ્ય : 15 જૂન, 1983ના 'ઈન્ડિયા ટુડે'માં પ્રગટ થયેલ એક વાચકનો પત્ર) મેકોલેવાદીઓ એ વાત કેમ ભૂલી જાય છે કે, 1978માં શ્રી ઓમપ્રકાશ ત્યાગી નામના એક સંસદસભ્યે પોતાની વ્યક્તિગત હેસિયતથી સંસદમાં ધર્મ-સ્વાતંત્ર્ય સંબંધી બિલ પ્રસ્તુત કર્યું હતું, ત્યારે તે સમયના વડાપ્રધાન શ્રી મોરારજીભાઈ દેસાઈને પત્ર લખી આ બિલ પાછું ખેંચવાનો અનુરોધ કરનાર પણ આ મધર ટેરેસા જ હતાં.

નિષ્પક્ષ દૃષ્ટિએ જોતાં એ બિલ ખૂબ જ ન્યાયપૂર્ણ હતું, પરંતુ એ બિલ ભય કે લોભ-લાલચ જેવાં પ્રલોભનોથી કરાવવામાં આવતી વટાળ-પ્રવૃત્તિ (વાસ્તવમાં પંથ અથવા મજહબ પરિવર્તન)ને ગેરકાનૂની ઠેરવતું હતું. આથી ખ્રિસ્તી પ્રચારકોને એ કઠતું હતું. મેકોલેવાદીઓની દૃષ્ટિ નાગાલેન્ડ, મિઝોરમ, મેઘાલય વગેરે રાજ્યો પર નથી પડતી કે જ્યાં ખ્રિસ્તીઓની બહુમતી થવાને કારણે આજે રાષ્ટ્રીય સંકટ ખડું થઈ ગયું છે.

મેકોલેવાદીઓને સામ્યવાદીઓમાં પણ અનેક વાતો સારી દેખાય છે. તેઓ સામ્યવાદીઓ તરફ ઇશારો કરીને હિંદુઓને ભલામણ કરે છે કે જાતિવાદનું ઝેર હિંદુઓમાંથી દૂર કરવું જ જોઈએ. મેકોલેવાદીઓને કાણા પુરુષની માફક માત્ર હિંદુઓની જ નબળાઈઓ દેખાય છે અને પેલી ત્રણ શક્તિઓમાં તો તેઓને કંઈ જ વાંધાજનક જણાતું નથી. આવી 'નિષ્પક્ષતા' મેકોલેવાદીઓની ખાસિયત છે. તેઓ એ માનવા પણ તૈયાર નથી કે, પેલી ત્રણેય શક્તિઓ (ઇસ્લામી, ખ્રિસ્તી અને સામ્યવાદી)થી દેશને કોઈ ખતરો છે. અરે ! ઘણી વખત તો તેઓ આવી કોઈ શક્તિઓનું અસ્તિત્વ જ નથી, એવું પણ કહેતાં હોય છે. તેઓનું કહેવું છે કે આવી શક્તિઓ હકીકતમાં કેટલાક સાંપ્રદાયિક હિંદુઓની માનસિક કલ્પના માત્ર જ છે. મારી દૃષ્ટિએ આ ચોથી શક્તિ અર્થાત્ મેકોલેવાદીઓ સૌથી વધુ ખતરનાક છે, કારણ કે : 1. આ વર્ગ હિંદુમાંથી જ ઊભો થયો છે, થઈ રહ્યો છે; માટે તે ઘરમાં જ ફરતો સાપ છે. 2. મુશ્કેલીના સમયે તે હંમેશાં અન્ય શક્તિઓને જ સાથ આપે છે, તેમનો જ પક્ષ લે છે. 3. દેશનાં કેટલાંક મુખ્ય અખબારો, સામયિકો, દૂરદર્શન તથા ટીવી ચેનલો, રેડિયો, સાહિત્ય-પ્રકાશન અને સરકારી તંત્ર (ખાસ કરીને અમલદારો) તેના અધિકારમાં છે. 4. આ મેકોલેવાદીઓનાં હૃદયમાં માતૃભૂમિ માટે જરાય પ્રેમ નથી. દેશમાં તાંડવ મચ્યું હોય ત્યારે પણ મેકોલેવાદી 'નિષ્પક્ષતા'નું મહોરું પહેરીને ચાર રસ્તે ઊભો રહી પોતાનું જ ગીત ગાયા કરશે, જેમાં મોટે ભાગે હિંદુઓને જ ઉપદેશ આપવામાં આવતો હોય છે. તેને ખાતરી છે કે જે વખતે ભારત

રહેવા લાયક સ્થાન નહિ જણાય ત્યારે આપણે આપણી 'નિષ્પક્ષતા' અને 'સ્વામી-ભક્તિ'ના જોરે યૂરોપ-અમેરિકાનાં શરણ પકડી લઈશું. સૌથી મોટું દુ:ખ તો એ વાતનું છે કે આ શક્તિને સ્વયં હિંદુઓ જ જન્મ આપે છે અને દૂધ પિવડાવીને પાળે-પોષે છે. આવા મેકોલેવાદીઓનું નિર્માણ બહુધા ખ્રિસ્તીઓ દ્વારા સંચાલિત શિક્ષણ સંસ્થાઓમાં થઈ રહ્યું છે. ભોળા હિંદુઓ આવી શિક્ષણ સંસ્થાઓમાં પોતાનાં બાળકોને પ્રવેશ અપાવવા માટે ગમે તેની ખુશામત કરવા તૈયાર છે.

આ ચાર પ્રકારની ઘાતક શક્તિઓના ચક્રવ્યૂહમાં ફસાયેલી હિંદુ જાતિનું ભવિષ્ય કેવું હશે? આ પ્રશ્ન ખૂબ જ ગંભીર અને નાજુક છે.

## હિંદુઓનું 'હિંદુ' રૂપે કોઈ ભવિષ્ય નથી

હિંદુઓમાંથી જ પેદા થયેલી ઉપરોક્ત ચારેય આક્રમણકારી શક્તિઓ બહારની શક્તિઓનાં મહોરાં બનીને આજે હિંદુઓને નષ્ટ કરવા માટે પ્રયત્નશીલ છે. જો તેઓની મેલી મુરાદો પૂરી થશે તો દેશના ટુકડા થતા અટકાવી નહિ શકાય. દેશનાં અનેક ક્ષેત્રોમાં ગૃહયુદ્ધ જેવી પરિસ્થિતિ ઉત્પન્ન થશે. હિંદુઓનો જ એક મોટો વર્ગ ભય કે લોભને વશ થઈ સમર્પિત થઈ જશે અને બીજો વર્ગ પેલી આક્રમણકારી શક્તિઓએ તેજ કરેલી તલવારોનો સામનો કરવા વિવશ થશે. હિંદુ જાતિ પોતાની જ વિકૃતિઓને કારણે આજે એવી જર્જર અને અસંગઠિત હાલતમાં છે કે તે બૌદ્ધિક કે લડાઈ-ઝઘડાના ક્ષેત્રમાં આક્રમણકારી શક્તિઓનો સફળતાપૂર્વક મુકાબલો કરી શકે તેમ નથી. પોતાના ઇતિહાસની શૌર્યગાથાઓને વાગોળતાં રહેવામાં જ પોતાને શક્તિસંપન્ન માનવું ઠીક નથી. આવનારો સમય આપણને એ વાતની નિશ્ચિતરૂપે પ્રતીતિ કરાવશે કે, હિંદુઓ 'હિંદુ'ના રૂપમાં વધુ સમય માટે જીવિત રહી શકે એમ નથી. આ એક ન ગમે તેવો, પરંતુ યથાર્થ દૃષ્ટિકોણ છે. હિંદુઓમાં હકીકતમાં એવી વિકૃતિઓ પેસી ગઈ છે કે તેનો

નિકાલ કર્યા વિના તેનું અસ્તિત્વ ટકાવી રાખવું દોહ્યલું છે. આથી જ વિશ્વની પ્રભુતાસંપન્ન શક્તિઓ (આરબ દેશોની મદદથી ઇસ્લામી શક્તિ તથા યૂરોપ-અમેરિકાના પીઠબળથી ખ્રિસ્તી શક્તિ) હિંદુઓને હડપ કરી જવા માટે પ્રયત્નશીલ છે. જ્યારે હિંદુઓનું જ 'હિંદુ'ના સ્વરૂપમાં કોઈ જ ભવિષ્ય નથી, તો પછી જે સંસ્થાઓ હિંદુઓને 'હિંદુ'ના રૂપમાં જ જીવિત રાખવા છેલ્લાં કેટલાંક વર્ષથી અહીં સક્રિય છે, એ સંસ્થાઓનું ભવિષ્ય પણ હિંદુઓના ભવિષ્ય જેટલું જ નિરાશાજનક છે, ભલે પછી એ સંસ્થા વિશ્વ હિંદુ પરિષદ હોય, વિરાટ હિંદુ સમાજ હોય, હિંદુ રક્ષા સમિતિ હોય, રાષ્ટ્રીય સ્વયંસેવક સંઘ હોય કે અન્ય કોઈ હોય. અગાઉ પણ હિંદુ મહાસભા તથા રામરાજ્ય પરિષદ વગેરે દ્વારા આવા પ્રયત્નો કરવામાં આવ્યા હતા, પરંતુ હિંદુઓને 'હિંદુ' સ્વરૂપમાં જ કાયમ રાખી તેઓને સુસંગઠિત અને તાકાતવર કરવાના પ્રયત્નો નિષ્ફળ સિદ્ધ થયા છે. આજે આ જૂની હિંદુ સંસ્થાઓ કેવી હાલતમાં જીવિત છે, એ આપણે સૌ જાણીએ છીએ.

## એક જ માર્ગ છે - વૈદિકધર્મી બનીએ

જો ઉપરોક્ત ચારેય આક્રમણકારી શક્તિઓ સામે સમર્પિત ન થવું હોય તો હિંદુ જાતિ પાસે ફક્ત એક જ વિકલ્પ છે અને એ છે - વેદોનું શરણ પકડવું. દરેક હિંદુએ વેદોનો આશ્રય લેવો રહ્યો. હિંદુ વેદોને પોતાના ધર્મ-ગ્રંથો માને છે અને તેને આદરની દૃષ્ટિએ જુએ છે. વેદો તેની પોતાની ચીજ છે, પરંતુ આજે તે તેને ભૂલી ગયો છે અને વેદોથી દૂર થઈ ગયો છે. વેદોથી વિમુખ થવાને લીધે જ હિંદુઓમાં એટલાં બધાં દૂષણો અને વિકૃતિઓ પેદાં થયાં છે કે આ પ્રજા આજે સભ્ય સંસારમાં સૌથી વધુ પતિત થઈ ગઈ છે.

હિંદુઓ માટે વૈદિકધર્મી બનવું એ જ ડહાપણભર્યું છે. પરમપિતા પરમાત્માના નિજ અને મુખ્ય નામ 'ઓમ્'ના ઝંડા નીચે અને અપૌરુષેય ઈશ્વર-પ્રણીત વેદોની પ્રામાણિકતાનો આધાર લઈને જે સંગઠન બનશે એ

એવું સુદઢ અને શક્તિસંપન્ન હશે કે કોઈ પણ આક્રમણકારી શક્તિ તેની સામે આંખ ઉઠાવીને જોઈ પણ નહિ શકે. ઊલટાના આક્રમણકારીઓ જ સ્વ-બચાવ માટે ચિંતિત થઈ જશે. હિંદુઓના આ વૈદિકધર્મી તરીકેના આ નવલ રૂપમાં એવી તો ગજબની આકર્ષણશક્તિ હશે કે પેલી ચારેય શક્તિઓ પણ ધીરે ધીરે વૈદિક ધર્મ તરફ આકર્ષિત થવા માંડશે. શરૂઆતમાં તો તેમાંના બુદ્ધિજીવીઓ જ વૈદિકધર્મી બનશે અને પછી બીજા અનેક લોકો તેમાં જોડાશે; કારણ કે જ્યાં બુદ્ધિ પહોંચે છે, ત્યાં હાથ-પગ તો આપોઆપ જ પહોંચી જતા હોય છે. આજના વૈજ્ઞાનિક યુગમાં વેદોની ઉદાત્ત અને સાર્વભૌમ વાતો વિશ્વની દરેક પ્રબુદ્ધ વ્યક્તિને આકર્ષિત કરી શકવા સક્ષમ છે.

આજે કોઈ પણ સમજદાર વ્યક્તિ પૌરાણિક કથાઓ અને તેમાં વર્ણન પામેલા કપોલકલ્પિત પ્રસંગો સાંભળવા ઇચ્છતી નથી. કોઈનું પેટ ફાટ્યું અને તેમાંથી બે પુરુષ બહાર આવ્યા; ધરતી ફાટી અને તેમાં કોઈ સમાઈ ગયું, કોઈનું ધડ મનુષ્યનું અને માથું હાથીનું, કોઈનું ધડ મનુષ્યનું તો માથું સિંહનું થઈ ગયું - આવી આવી વાતો સાંભળવામાં હવે શાણા માણસોને અકળામણ થાય છે. હવે કોઈ એવું માનવા પણ ભાગ્યે જ તૈયાર થાય છે કે, ઈશ્વર કોઈ પહાડ કે ઊંચા આસમાન ઉપર બેઠો બેઠો તેના દૂતોનાં માધ્યમથી સંસારનું સંચાલન કરી રહ્યો છે, આ સૃષ્ટિ બની તેને માત્ર પાંચ હજાર વર્ષ જ થયાં છે, ઈશ્વરનો એક 'એકમાત્ર' બેટો પણ છે, જેનો જન્મ એક કુંવારી કે જેણે પુરુષનો ક્યારેય સહવાસ કર્યો નહોતો તેના દ્વારા થયો હતો, વગેરે. આજે લોકો એવું માનવા ભાગ્યે જ તૈયાર થશે કે ખુદા ચોથા આસમાન પર એક સિંહાસન ઉપર બેઠો છે, એ ખુદાએ પૃથ્વી ઉપર અનેક પયગંબરો મોકલ્યા છે, પરંતુ લગભગ દોઢ હજાર વર્ષ અગાઉ તેને કંઈક એવું સૂઝ્યું કે તેણે એક છેલ્લા પયગંબરને રસૂલ બનાવીને મોકલી આપ્યો. આ રસૂલે પહેલાંની બધી જ પોથીઓને નિરસ્ત કરી દીધી અને એક અંતિમ કિતાબ કુરાન ઉતારી. ભલા, જ્યારે એ ખુદા પયગંબરો અને કિતાબો તો નિરંતર મોકલી

જ રહ્યો હતો, તો પછી અચાનક એ ક્રમ બંધ કરી દેવાનું તેને કેમ સૂઝ્યું હશે? અને આ છેલ્લા રસૂલને જ એજન્ટ બનાવી દીધો કે એ જેની સિફારસ કરશે તેને જ ખુદા જન્નત (સ્વર્ગ)માં મોકલશે. આકાશમાં સ્વર્ગ જેવું કોઈ સ્થાન છે, એ વાત તો કોઈ મૂરખ જ સ્વીકારી શકે છે. વિચારશીલ વ્યકિત આવી મૂર્ખતાપૂર્ણ બુદ્ધિવિરુદ્ધ વાતો કેવી રીતે સ્વીકાર કરે? માટે એ નિર્વિવાદ છે કે આજના યુગમાં વૈદિક ધર્મની જ ઉન્નતિ ખૂબ જ સહજતાથી થવી સંભવ છે. સંસારભરમાં વૈદિક ધર્મ જ એકમાત્ર ધર્મ છે કે જેમાં બુદ્ધિનો પ્રયોગ કરવાની છૂટ છે. જ્યારે બાકીના તમામ મત-પંથ-મજહબોમાં 'અક્કલની દખલ' કોઈને મંજૂર નથી. અક્કલનો ઉપયોગ કરવો એ મનુષ્ય માટે જેટલું સ્વાભાવિક છે, તેટલો જ સ્વાભાવિક માનવમાત્ર માટે આ વૈદિક ધર્મ છે, જે સંસારભરના મનુષ્યોને એકતામાં બાંધી શકે છે.

હિંદુ જાતિ જે વૈદિક ધર્મને ખોઈ બેઠી છે, તેને જ પુનઃ પ્રાપ્ત કરીને એ સંગઠિત થઈ શકે છે. વેદ અને માત્ર વેદના જ નામે તમામ હિંદુઓ એક થઈ શકે છે. વેદનું શરણ પકડવું એ જ સમયનો તકાજો છે : नाऽन्यः पन्था विद्यतेऽयनाय (યજુર્વેદ 31.18) - આ સિવાય ઉદ્ધારનો અન્ય કોઈ જ માર્ગ નથી.

## વેદોનાં શરણમાં આવવાની રીત

હિંદુઓએ એવું માની લીધું છે કે વેદ તો કોઈ ભાડેથી બોલાવેલા પંડિતજી કે મહારાજ પાસે પાઠ કરાવી લેવાની વસ્તુ છે, અથવા તો પોતાના ઘરમાં છુપાઈને વાંચી લેવાની ચીજ છે. તેઓ વેદોને અર્થસહિત વાંચવા-ભણવાનો પ્રયત્ન જ નથી કરતા. વેદમંત્રો કાંઈ હાઉ નથી. તેને પણ અર્થસહિત વાંચી અને સમજી શકાય છે. એક વ્યસ્તમાં વ્યસ્ત વ્યક્તિ પણ વેદમંત્રોનું સંકલન તો વાંચી જ શકે છે. જો કોઈ વ્યક્તિ પોતાના જીવનનું નિર્માણ કરવા ઇચ્છે તો તેના માટે 10-20 વેદમંત્રો જ પૂરતા થઈ શકે છે. જરૂર છે એ વેદમંત્રોનો મનોયોગપૂર્વક અર્થસહિત અભ્યાસ કરી, તેના આશયને સમજી, પોતાના

જીવનમાં ચરિતાર્થ કરવાની. વેદોનો આશ્રય લેવો એવું કહેવાનો એ જ અર્થ છે કે, વેદોના ઉદાત્ત અને સાર્વભૌમ ઉપદેશો અને સિદ્ધાંતોને સમજીને તેને પોતાના જીવનમાં ઉતારી એ મુજબ આચરણ કરવું.

વેદોને લાગતું આધુનિક સાહિત્ય મોટે ભાગે આર્યસમાજના વિદ્વાનોએ જ તૈયાર કર્યું છે. આવાં વેદ સંબંધી પુસ્તકો કોઈ પણ આર્ય સાહિત્યના પ્રકાશક, વિતરક કે આર્યસમાજના કાર્યાલયમાંથી પ્રાપ્ત કરી શકાય છે. વૈદિક ધર્મ અને વૈદિક સંસ્કૃતિનાં વિવિધ અંગો વિશે વિસ્તારથી જાણવા માટે સ્વામી દયાનંદ સરસ્વતી દ્વારા લિખિત 'સત્યાર્થ-પ્રકાશ' સૌથી વધુ ઉપયોગી થઈ શકે તેમ છે. આ ગ્રંથ ભારતની લગભગ બધી જ ભાષાઓમાં ઉપલબ્ધ છે.

## વૈદિક ધર્મ આદિ કાળથી છે અને હંમેશાં રહેશે

સંસારના કોઈ પણ ગ્રંથ કે પંક્તિ પહેલાં વેદમંત્રો અસ્તિત્વમાં હતા. વેદોથી જૂનું કોઈ પણ પુસ્તક નથી. હકીકત એ છે કે જગતમાં જ્યારે મનુષ્યની ઉત્પત્તિ થઈ ત્યારે જ વેદો પણ પ્રકાશિત થયા હતા. શાશ્વત માનવ ધર્મ ત્યારથી છે, જ્યારથી મનુષ્ય છે; અને એ ત્યાં સુધી રહેશે, જયાં સુધી મનુષ્યોનું અસ્તિત્વ છે. હિંદુ જાતિ ઉપર ભલે આફતો આવી હોય, પરંતુ સત્ય સનાતન વૈદિક ધર્મનું ભવિષ્ય ઉજ્જવળ છે. જે-જે ભૌગૌલિક પ્રદેશમાં મનુષ્ય-સમાજ વૈજ્ઞાનિક અને તાર્કિક ચિંતન તરફ આગળ વધશે, ત્યાં ત્યાં વૈદિક ધર્મની ઉન્નતિ ચોક્કસપણે થવાની જ છે. વેદ કોઈ ખાસ ક્ષેત્ર કે ખાસ વ્યક્તિની જાગીર નથી. મનુષ્ય માત્રનો વેદો ઉપર સમાન અધિકાર છે. છેલ્લાં કેટલાંક વર્ષથી અમુક બાબતોમાં પશ્ચિમના દેશોમાં વૈદિક ધર્મ (ભલે એ જ નામથી નહિ) ઉન્નતિ કરી રહ્યો છે. અહીં ફક્ત બે જ ઉદાહરણો પૂરતાં છે : **1. નિરામિષ (વેજિટેરિયન) ભોજન** : પશ્ચિમનું જગત આજે શાકાહાર તરફ વળી રહ્યું છે. ખાસ કરીને અમેરિકાનો યુવાવર્ગ માંસાહાર

છોડી શાકાહાર તરફ ઢળી રહ્યો છે. આ ખૂબ જ મોટી વાત છે. **2. યોગ :** વૈદિક દર્શને માનવતાને એક અભૂતપૂર્વ યોગદાન રૂપે એ શીખડાવ્યું છે કે આપણે શ્વાસ-ઉચ્છ્વાસ ઉપર નિયંત્રણ કરીને એટલે કે પ્રાણાયામ દ્વારા આપણી કામ, ક્રોધ, લોભ વગેરે માનસિક વૃત્તિઓને નિયંત્રિત કરી શકીએ છીએ. વૈદિક દર્શનના આ અંગની વિસ્તૃત વ્યાખ્યા મહર્ષિ પતંજલિજીએ પોતાના યોગદર્શનમાં કરી છે. આજે પશ્ચિમના લોકો દરરોજ 20-30 મિનિટ આંખો બંધ કરી એક આસન જમાવી બેસવાનો અભ્યાસ કરવા લાગ્યા છે. ભલે ત્યાં યોગવિદ્યાનો વિશુદ્ધ રૂપે વ્યાપક પ્રચાર નથી, પરંતુ યોગના નામે તેઓ યોગાસનો જેવા વ્યાયામ કરવા લાગ્યા છે. તેઓ માનસિક શાંતિ માટે યોગની જરૂરિયાત સમજી ચૂક્યા છે. આ પણ વૈદિક ધર્મ માટે ગૌરવની વાત છે.

## ઉપસંહાર

વૈદિક ધર્મ જ માનવ ધર્મ છે. તે માનવ સ્વભાવને બિલકુલ અનુરૂપ છે. બાકીના બધા જ મત-પંથ-મજહબો વૈદિક ધર્મનાં વિકૃત રૂપ છે. આ મત-પંથ-મજહબોમાં જે કંઈ સારું છે, એ બધુ વેદોનું છે; અને તેમાં જે કંઈ મિથ્યા છે, એ બધું જે તે મત-પંથ-મજહબની પોતાના મગજની ઉપજ છે. હિંદુ મજહબની વિશેષતા એ છે કે તેની અંદર આવી વિકૃતિઓનું પ્રમાણ સૌથી વધારે છે. અર્થાત્ હિંદુ વેદોથી સૌથી વધારે દૂર ફંટાઈ ગયો છે. હિંદુ જાતિની આજે જે પતિત અને વેરવિખેર અવસ્થા છે, તેનું કારણ પણ આ જ છે કે તે વેદોનાં જીવનમૂલ્યોથી બહુ જ દૂર ભટકી ગઈ છે. આને કારણે જ ઇસ્લામી, ખ્રિસ્તી, સામ્યવાદી અને મેકોલેવાદી આક્રમણકારી શક્તિઓનો તે આસાનીથી ભોગ બની ગઈ છે. આજે હિંદુઓના અસ્તિત્વ પર પ્રશ્નચિહ્ન લાગી ગયું છે. કોઈ પણ સમસ્યાના મૂળ કારણને સમજવાથી જ તેનું સમાધાન હાથ લાગે છે. હિંદુઓનાં પતન અને વિઘટનનું મૂળ કારણ તેનું વેદોથી દૂર ચાલ્યા જવું એ જ છે. માટે જો આ પ્રજા વેદોના સિદ્ધાંતો

અનુસાર ચાલશે તો જ તેનું ભવિષ્ય સુરક્ષિત રહેશે. વૈદિકધર્મીઓનાં સંગઠન અને આત્મબળ સામે એક પણ આક્રમણકારી શક્તિ ટકી શકે તેમ નથી. ઊલટાનું એવું બનશે કે એ લોકો જ વૈદિક ધર્મમાં દીક્ષિત થવાનું પસંદ કરશે. રશિયામાં સામ્યવાદનું પતન એક તાજું ઉદાહરણ છે. વેદ અને કેવળ વેદમાં જ એવું સામર્થ્ય છે કે જે સમગ્ર માનવજાતિને એક સૂત્રમાં બાંધી શકે છે. વેદમાર્ગના પથિક થવું એ કોઈ કપરું કામ નથી. થોડાક વેદમંત્રોના અર્થ સમજીને તદનુસાર વ્યવહાર કરવાથી વેદનું શરણ પકડી શકાય છે. હિંદુ જાતિનું ભવિષ્ય એ વાત પર અવલંબે છે કે એ કેટલી બુદ્ધિમત્તાથી કામ લે છે. બાકી વૈદિક ધર્મ તો વિશ્વમાં તેની સ્વાભાવિક રીતે ફેલાવાનો જ છે.

• • •

# ઋષિ સંદેશ

"આપણા શાસ્ત્રી ભાઈઓ - પંડિતો હઠાગ્રહ કરી રહ્યા છે, એ આપણા સૌનું દુર્ભાગ્ય છે. આપણા ભરતખંડ દેશમાંથી વેદોનો મોટા ભાગનો ધર્મ લુપ્ત થઈ ગયો છે અને જે થોડોઘણો બચ્યો છે એ પણ આપણા સૌના પ્રમાદથી નષ્ટ થઈ રહ્યો છે; અને તેની જગ્યાએ પાખંડ, અનાચાર અને દંભ વધી રહ્યાં છે. સદાચાર અને સત્યથી આપણે દૂર જઈ રહ્યા છીએ. તેથી જ તો આપણા સૌની જે દુર્દશા થઈ રહી છે, તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? વેદ વગેરે સનાતન તથા 'આર્ષ' અર્થાત્ ઋષિમુનિઓ દ્વારા પ્રણીત ગ્રંથોને છોડીને આપણે 'પુરાણો'માં લપેટાઈ રહ્યા છીએ અને તેની કલ્પિત અને દુરાચારી અસંભવ ગાથાઓને પોતાનો ધર્મ સમજી રહ્યા છીએ. જો કોઈ મને પૂછે કે આ પાગલપણાનો કોઈ ઉપાય છે કે નહિ? તો મારો ઉત્તર એ છે કે રોગ ઘણો વધી ગયો છે, દેશની અત્યંત દુર્દશા થઈ ગઈ છે, છતાં પણ તેનો ઉપાય થઈ શકે એમ છે. જો પરમાત્માની કૃપા થાય તો રોગ અસાધ્ય નથી. વેદ અને છ દર્શનશાસ્ત્રો જેવા પ્રાચીન ગ્રંથોના જુદી જુદી ભાષાઓમાં અનુવાદ કરીને તેના દ્વારા બધા લોકોને સહેલાઈથી - સુગમતાથી પ્રાચીન વિદ્યાઓનું જ્ઞાન પ્રાપ્ત થઈ શકે, એવો પ્રયત્ન કરવો જોઈએ. આ માટે ભણેલ-ગણેલ વિદ્વાન લોકોએ સાચા ધર્મનો ઉપદેશ કરવા તરફ વિશેષ ધ્યાન આપવું જોઈએ અને ગામેગામ આર્યસમાજની સ્થાપના કરી, મૂર્તિપૂજાદિ અનાચારો દૂર કરવા જોઈએ. વળી બધા વર્ણો તથા આશ્રમોના લોકોએ બ્રહ્મચર્યથી પોતાનું સામર્થ્ય વધારી શારીરિક અને આત્મિક બળ વધારવું જોઈએ, જેથી સરળતાથી લોકોની આંખો ઊઘડી જશે અને દુર્દશા દૂર થઈને સુદશા પ્રાપ્ત થશે. મારા જેવા એક સાધારણ મનુષ્યથી આ કામ શી રીતે થઈ શકશે? આથી આપ તમામ બુદ્ધિમાન લોકો આ શુભ કાર્યમાં મને સહયોગ આપશો, એવી આશા રાખું છું.''

**- મહર્ષિ દયાનંદ સરસ્વતી**

("ઉપદેશ-મંજરી' અથવા "પૂના-પ્રવચન'માંથી)

# ● લેખક પરિચય ●



ડૉ. હરિશ્ચંદ્ર

ન્યુયોર્ક નિવાસી ડૉ. હરિશ્ચંદ્રનો જન્મ ૧૯૫૨માં કોલકાતામાં થયો. તેઓ આઈઆઈટી-કાનપુરથી એરોનોટિકલ એન્જિનિયરીંગમાં બી.ટેક. થઈ બાદમાં અમેરિકાની પ્રિન્સટન યુનિવર્સિટીમાંથી કમ્બશન સાયન્સ (દહન વિજ્ઞાન)માં પીએચ.ડી. થયા. તેમણે વર્ષો સુધી જર્મની, ભારત અને નોર્વેમાં કમ્બશન સાયન્સમાં સંશોધન-કાર્ય કર્યું. તેઓ બાળપણથી જ આર્યસમાજ સાથે સંકળાયેલા રહ્યા છે. તેમણે વૈદિક સાહિત્યનો ગંભીર અભ્યાસ કર્યો છે. તેઓ ૧૯૯૬થી વૈદિક મિશનરી રૂપે વૈદિક ધર્મના પ્રચારકાર્યમાં પૂર્ણ સમર્પિત રહ્યા છે અને એ માટે તેમણે અમેરિકા, કેનેડા, એશિયા, આફ્રિકામાં અનેક યાત્રાઓ કરી છે. તેમણે દેશ-વિદેશમાં અનેક કોર્પોરેટ એકમોમાં પાતંજલ યોગ આધારિત ધ્યાન પદ્ધતિ દ્વારા તણાવ મુક્ત થવાના અનેક વર્કશોપ પણ કર્યા છે. તેઓ નિરંતર વિદેશી લોકોમાં વેદો તથા વૈદિક ફિલસૂફીનો પ્રચાર કરતા રહ્યા છે. તેઓ ૨૦૧૫થી આર્યસમાજ હ્યુસ્ટન (યુએસએ) ખાતે આચાર્ય તરીકે સેવા આપી રહ્યા છે. તેમને 'કશ્યપ વેદ રિસર્ચ ફાઉન્ડેશન', કાલિકટ (કેરળ) દ્વારા 'વેદરત્ન' તરીકે સંમાનિત કરવામાં આવ્યા છે. તેઓ વિદેશીઓની વચ્ચે અંગ્રેજીના માધ્યમથી વેદોનો પ્રચાર કરવાની વિશેષ યોગ્યતા ધરાવે છે. તેઓ મહર્ષિ દયાનંદ દ્વારા પ્રતિપાદિત વૈદિક ઉપાસના પદ્ધતિના સૈદ્ધાંતિક તેમ જ વ્યાવહારિક પક્ષના પ્રચાર દ્વારા આર્યસમાજમાં નવજાગૃતિ લાવવાનું કાર્ય કરી રહ્યા છે. તેમણે અંગ્રેજી તથા હિંદીમાં સુંદર પુસ્તકો લખ્યાં છે. **ડૉ. હરિશ્ચંદ્ર રચિત સાહિત્ય :** Enriching Life, A Thought for Food, Vedas and Us, As Simple As It Gets, What's in the Law of Karma?, The Human Nature and Human Food, Marriage, Family and Love, हिन्दुओं का भविष्य, सन्ध्योपासना - एक वस्तुपरक विवेचन, उपासना-योगदर्शन-गायत्री - मौलिक व्याख्या, ईशोपनिषद् - पर्वतशिखर तक की जीवनयात्रा, વગેરે.

